श्री गणेशायनम:

# કળીયુગની માસી ચાને

## કાળીહાનત અથવા સર સટ્ટાની

## સપડામણ.

રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર,


ધીરજરામ લલ્લુરામ ઉતરસંડાવાળા.

હાલ મુકામ દરીયાંપુર વાડીગામમાં ભાભાની પોળમાં-અમદાવાદ.





શ્રી માર્તંડ મુદ્રાલય પ્રેસમાં પટેલ. ભીખાભાઈ છગનલાલે

છાપ્યાં. ઠે. રીચીરોડ-અમદાવાદ.

આવૃતી ૧ થી. પ્રત. ૩૦૦૦

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કીંમત ૦-૧-૦

આ જરા ધ્યાન દઇને વાંચશો કે ?

દદ ઘણા અને દવા એક

# આકાશવાણી સમાન નવાઇ ભર્યા ફાયદા

# "જીવનજ્યોતી" આપે છે.

તાવ, દમ, ઉધરસ, ક્ષય, વાયુ, ઝાડાની કમજીઆત, પેટનો દુખાવો, હડસ, ધાતુક્ષય, ભગંદર. ચાંદી, પરમીયો, લોહીવીકાર તથા સ્ત્રીઓને છાતી, પેટ, ગુપ્ત એવાં પ્રદરનાં દર્દો મટાડવામાં આ દવા એક અકસીર અને રામબાણ ઇલાજ ગણાય છે વધારેતો શું પણ દરદના દુ:ખે રડી રહેલાં હજારો સ્ત્રી પુરૂષોને સાજાં કરી આ દવાએ હસતાં કર્યા છે. જેણે દવા વાપરીછે તેમને પુછીને ખાત્રી કરજો અને તમે પણ એક શીશીતો જરૂર મંગાવજો. કીંમત શીશી એકના રૂપીઆ ત્રણ પો. જુદું

મળવાનું ઠેકાણું

જીવનજ્યોતિ કાર્યાલય ઓફીસ

ઠે. રીચીરોડ–અમદાવાદ.

# કળિયુગની મારી

યા

# કાળી દાનત.

પાંચ મીનીટ ફુરસદ લઇને, ધ્યાન દઇ જરા સાંભળશો,
કાળી મારી કળીયુગની તે, આધીન થઇને નવ ફરશો.
કાળી દાનત કેર કરે છે, શેઠ થઇ પેટજ ભરતા,
ગરીબોને ગરદન મારવા, પાપનાં પગલાં તે ભરતા.
પોલમપોલા બેંક લીમીટેડ, એ કંપનીના એજંટ સારા,
આજા ફુસાજા એન્ડ કંપની, મેનેજર મસ્કાવાળા,
દાયાંજી ડાયરેકટરો સહુ, કેશીયર તેમના હાજી હા,
ખાઉ ખાઉજી વીવીંગ માસ્તર, ઈન્જીનીયર આશાવાળા.
દલાલ ખટપટલાલ દેખીએ, બે બાજુ તાલ દેનારા,
આજા ફુસાજા એન્ડ કંપની, શેરના સટ્ટા કરનારા,
અંધની સેન્યામાં કાણો જમાદાર, શેર સટ્ટામાં ચાલ્યુછે
શેરે સત્યાનાશજ વાળ્યું, કંઇ જણનું ઘર ઘાલ્યું છે.
પાંચ રૂપીયા લાવેછે મહીને, તે પણ શેરના વેપારી,
આંખો મીંચી સહુ પડે કુવામાં, ના ખોળે બચવા બારી.
ભાવ ચઢાવે ટોળે મળીને, લક્ષપતી જાણે થઇ જઇશું,
ઘરડાની ગતી મારી ગઇ તો, જુવાનીયાને શું કહીશું.

બે રૂપીયા કદી નફો મલે તો, ચાર આના ચાહમાં કાઢે,
પાન બીડીનો ખરચો કરીને, આઠ આનાનો ખાડો પાડે.
દલાલ કહે શેઠ મને આપો કાંઇ, કહીને રૂપીઓ લઇ જાશે;
શેરના સટ્ટા કરનારા તે, કંઇક ભીખારી થઇ જાશે.
જુગારનો સગો ભાઇ સટ્ટો, નસેનસ લેશે ચૂશી;
શેરના વેપારી આંખ ઉઘાડો, હમણાં શું થાઓ ખુશી.
વેચવું પડશે ઘરને ઘરેણું, કમબખ્તી પાકી થાશે;
ઓ શત્રુ સમા શેર હવે તું, અહીંયાંથી ક્યારે જાશે.
જેટલા હશે તેટલાજ રડશે, શેરના સપાટે જે ચઢશે.
લોફર ગણાશે ને ઇજત જાશે, અનાજના સાંસા પડશે,
અઢાર ગામના ન્યાલ થવાના, આ તો ધંધા બહુ સારા;
આજા ફસાજા એન્ડ કંપની શેરના સટ્ટા કરનારા.
છતી આંખે શું અંધ બનોછો, લાલચે લપટાઇ મરવાના;
દીપકમાં જેમ પડે પતંગીઆં, તેમ એ પૈસો હરવાના
ઘર ઘરેણાં ને પૈસો જાશે, હાય હાય તમે કરવાના;
શત્રુ સમાએ શેરને ત્યાગો, વણ મોતે તમે મરવાના
મકાન એક મોટું રાખીને, ટેબલ ખુરશી મૂકી દીધાં;
ઇલેકટ્રીક મૂકી પૂર ભપકાથી, મન સરવેનાં હરી લીધાં.
પારકે પૈસે પરમાનંદ શેઠ, ઠગની પોળે ઠેકાણું;
આજા ફસાજા એન્ડ કંપની આવો નહી મળશે ટાણું
નટખટલાલ દલાલ આવ્યા તે ગાદી તકીએ જઇ બેઠા
એડીટરને અવળું સમજાવવા સોડમાં જઇ પોતે પેઠા
નટખટલાલ કહે ગ્રાહક આવ્યા, ચાલાક સીપાઇ ચાહ લાવો

આજા ફુસાજા એન્ડ કંપની વેપારી વહેલા આવો
ચાલ કરાયુ આવ્યું ચાહનું પ્યાલુ મુખવાસ પાનને સોપારી
આપી અપાય નહિ કિમ્મત કરશે શુકનમાં કટકો સારો
ગ્રાહક આવ્યા મનમાં ભાવ્યા. બેશી શું રહેવું સાલું
આજા ફુસાજા એન્ડ કંપનીએ પંખાં કરી દીધા ચાલુ
ગોટાળાશા કહે દેશાઇ આવ્યા શ્રીમાન શેઠના એ સાળા
આજા ફુસાજા એન્ડ કંપનીએ મેનેજર મસ્કાવાળા
હુકમ હોયતો ફરમાવો ઝટ શામાટે ખોટી થઇએ
નટખટલાલ કહે શેઠ આવ્યા છે આપણ ત્યાં આગળ જઇએ
દલાલ કહે દગો નવ રાખો વીચાર હોયતો તમારો
શરનો સટ્ટો રાખો સપાટે આગળ ભાવ ચઢશે સારો
હજાર રાખ્યા છે હોશીલાએ આશાભાઇના આઠસો છે.
સપડાઇ પડયા તેણે રાખ્યા સાતસો છોકેલભાઇના છસો છે
પાન ખાઇ ગયા જે હમણાં પાંચસો તેમના છે પ્રીતે
ચતુર નરે ખરીદયા ચારસો રાખ્યા વહેવારની રીતે
ઝુમ્મખુલાલે રાખ્યા ત્રણસો અતી ઉમંગે ચઢીયા છે
ઘણાક ગ્રાહક આવે દુકાને શર પાછળ તે પડીયા છે
બુક લાવીએ સહી કરી આપો રૂપીઆ હપતે ભરી દેજો
ભાવ ચઢે કે વાટ ના જોશો મહુરત જોઇ વેચીદેજો
ફુલણજીએ શર ખરીદા, સહી શીક્કા કીધા સારા
આજા ફુસાજા એન્ડ કંપના મેનેજર મસ્કાવાળા
ગયા ફુલણજી ઘેર પોતાના શેઠ કહે શું ખોટી થાતો
રૂપીયા જોઇએ શું બેઠા છો તારીખ નાખી મંગાવો

તારીખ તમીયતની માંહે મરજીનો સને સપડાઈ મરવાની
સહી. દા. શાહ નટખટલાલના કાલે રવાના કરવાની
દેખા દેખીના દીકરા ફૂલણજી, ગરજની પોળે ઠેકાણું
આજા ફસાજા એન્ડ કંપનીમાં, આજ ભરી દેજો નાણું
ફૂલણજીને પોકી સપાટે, કંકોતરી કરમાં લીધી
વાંચી વીમાશણ કરવા લાગ્યા ટેબલપર મૂકી દીધી
મોઢું વીલુ ધોતીયું ઢીલુ, ફરી ફૂલણજી ત્યાં ફરતા.
અરેરે હવે લાવવા કયાંથી, રૂપીયા મૂજને નથી મલતા
શેર સટ્ટાની સહી દીધી છે, કહો વળી હવે શી થાશે
દેખા દેખીના દીકરાની, ઇજત પળમાં ધૂળ થાશે
ફૂલણજી ફસાઇ પડયા છે, ભરવાનું આજે નાણું
પાછળી રૂપીયા ઘણાક આવશે આજે વેચુ ઘરાણું
મોહનમાળા કડુ ને કંઠી, ફૂલણજી કાઢી બેઠા;
ચતુરચંદ ત્યાં આવ્યા ચોકશી, ઘરની અંદર જઇ બેઠા;
રૂપીયા બેહજાર જોઇશે, ઘરેણાની કીમ્મત કરો.
કહે ચોકશી હજાર રૂપીયા, આપુ તે લઇ સુખે ભગો
પાંચશો આપ્યા સગા સબંધીના પંદરસો કીધા પુરા
ફૂલણજી કહે હવે શું કરવું, વખત આવ્યા હા બુરા,
મનીઓર્ડર કર્યો પોસ્ટે જઇને, નાણાં સંભાળી લેજો;
બેહજાર ભર્યા છે રૂપીયા, ખાતે અમારે જમા કરજો.
પારકે પૈસે પરમાનંદ શેઠ, ઠગની પોળે ઠેકાણું;
દેખાદેખીના દીકરા ફૂલણજી, જઇને ભરી આવ્યા નાણું.

પોસ્ટમેન કહે નટખટ લાલને આવ્યા રૂપીઆ તમારા;
આજા ફુસાજા એન્ડ કંપની મેનેજર મસ્કાવાળા,
દેખાદેખીના દીકરા ફૂલણજી, ઠેકાણું ગરજની પોળે;
ઘર નંબર છે ગજાવગરનો, રહે છે તે મ્હોડે પહોળે.
સર સંભાળો ભાવ એવો છે, દોષ અમોને ના દેશો.
સહી દા. સાહ નટખટ લાલના, ભાવ જોઈ વેચી દેશો.
પોલમપોલા બેંક લીમીટેડ, શરના સટ્ટા કરનારા;
આજા ફુસાજા એન્ડ કંપની, મેનેજર મસ્કાવાળા,
દેખા દેખીના દીકરા ફૂલણજી, વાંચીને ઘરમાં પેઠા;
અરેરે મૂજને ગરદને માર્યો પોક મૂકી હેઠા બેઠા
શનાન કાઢતા બેઠા શરનું ધીરજ કહે ધંધા બહુ સારા,
આજા ફુસાજા એન્ડ કંપની મેનેજર મસ્કાવાળા.

## કુંવારાના કોડ અને પરણેલાની પીડા.

કહું કર્મની કથની અરે, અમ જીવવું ધીક્કાર છે
નથી સૂખ આ સંસારમાં, ધીક વાંઢાનો અવતાર છે
રહ્યો એકલો હું દૂખીયો, સંભાર કોઇ લેતું નથી
એક પાઈ પણ પાશે નથી, કંન્યા કોઈ દેતું નથી
હું કામ કરાવું વેચતું મમ જીવના સૂખ કારણે
પનિહારી પાણી નીત્ય ભરે, પણ રહે છે ઘરની બારણે
ઉમરા અગાડી જઇ અરે બેડું પાણીનું લાવતો
પનિહારી કહે વાંઢા તમો, વિશ્વાસ નાથી કાંઇ આવતો
આવી ઉપાધી છે અતી શું દૂખ મૂખે કહું કથી
સૂખ રૂપે સંસાર ગાળવા, કન્યા કોઇ દેતું નથી

સગાં સંબંધી પૂછે છે, તમ પાસે છે દામ કેટલા
અરેરે હું નીરભાગીને વાંધા પડયા છે એટલા
વિચાર અલોકીક અરે મન માંહી મારા રહી જશે
વાંઢા રહ્યા આ વિશ્વમાં જન્મારો શી રીતે જશે
નીત્ય ચૂલે જાતાં જોઉ સદા વિશામો કોઇ દેતું નથી
સુખ રૂપે સંસાર ગાળવા કન્યા કોઇ દેતું નથી
જેમ લોકોના વારામાં જીવવું અમારૂં વ્યર્થ છે
પરણું હું કન્યા કારમી પણ કોની ગાંઠે ગર્થ છે
કુંવારાનું કોઇ છે નહિ સૂખની ઘડી દીઠી નથી
સુખ રૂપે સંસાર ગાળવા કન્યા કોઇ દેતું નથી
પરણીશ જ્યારે પ્રેમદા સૌ સોખ હું પૂરો કરૂં
લઇ લાડી ગાડી સાથમાં બાગ બગીચે હું ફરૂં
વરણાગીથી વિકટોરીઆ વણજાવું કાંઇ ગમશે નહી
આ જગતમાં પૈસા વીના, કન્યા કોઇ દેશે નહિ
માણું મજા મોટર થકી, બેન્ડ વાજાં વાગે તાનમાં
ઘર માંહે પેશી જોઉ તો ખાવા પીવાનું કાનમાં
પણ બોડ પહેલી ખાટલે દુખીયાનુ દુખ જોતા નથી
પૈસા વિના કોઇ પરણજુ, કન્યા અરે દેતા નથી
અરે આશા મારી રહી જશે ને વૈરી કયાંથી આવશે
અરે પડયો હું એકલો કોણ બાપા કહી બોલાવશે
વિશ્વાસ નથી કોઇ રાખતા ખાવું પીવું હાથે મથી
સુખ રૂપે સંસાર ગાળવા, કન્યા કોઇ દેતુ નથી
પૈસાને માટે પુત્રી સારૂ, વૃધ વરને ખોળશે

પૂત્રી તણા પાપી પીતા તે રાંખ રત્ન રોળશે
પોતાના પાપી પેટ માટે પરનું દુખ જોતા નથી
કુળ બાધી બેઠા કોથરે, કન્યા કોઇ દેતા નથી
વિવેકી વીક્રય ના કરો, પરધન પથ્થર જાણજો
કંકુને કન્યા આપીને સૂખ અદકુ મનથી માણજે
કન્યા વિક્રય કરતાં સહુ વિચાર કોઇ કરતા નથી
સંસારનું સૂખ ગાળવા, કન્યા કોઇ દેતા નથી
ગેશુ હું ઘરમાં જે સમે, શમશાન સમ દેખાય છે
વિર વાંઢા દહાડા દૂખના કહો શી રીતેથી જાય છે
ખાવા પીવા ના આવડે, પથારી પણ હાથે કરૂ
વાંઢા તણી આ વીનતી, કોની આગળ જઇ હું કરૂ
દૂખી પડયા હા જન્મ ાા દૂખ દીલનું કયાં કહુ કથી
પૈસા વિના પશુ સમા, કન્યા કોઇ દેતુ નથી
શાહુકાર સાચા છીએ ખરા પણ રાખે ઘરની બારણે
વિચાર કરતાં વધ થયા, કન્યા ઝુલે છે પારણે
આવી અવસ્થા હા હવે, કાંઇ સૂઝ તો પડતી નથી
સંસારનું સૂખ ગાળવા, કન્યા કોઇ દેતુ નથી
વાંઢા વિરા સહુ સાંભળો જો હોય નાણાં પાશમાં
તો રહેજો વિરા વિશ્વમાં, વળી કન્યાની આશામાં
નહી તો બનો બાવા સહુ સ્વર્ગ સૂધી કન્યા હા નથી
નગદ વીનાના નર તને કન્યા દેવાના કોઈ નથી
માટે સીધારો વન વીસે, કોઇ દીન પાછા આવજો
સ્વર્ગે મલે છે સૂંદરી, સૂખથી પરણી લાવજો

જો પરણો કદી પ્રેમદા, અમો આવીશું જાનમાં
નહી તો અરે લોક લાજથી, આવીશું અમો કાણમાં
ચોરીને બદલે છે ચીતા, લાલી કન્યા તૈયાર છે
વાંઢા વીરાનું સાસરૂ મશાણુમાં તૈયાર છે
ભૂલ્યા ચૂકયા હવે આ ભવે, પાછા કદી ના આવશો
સ્વર્ગે મલે છે સૂંદરી તે સારો જોઈને લાવશો
પૈસા હશે તો પરણશો, મૂખ થકી શું કહું કથી
ધીરજ કહે મન હિણને, કન્યા કોઈ દેતુ નથી

## જુના જમાનાને ઠબકો.

જમાનાના અરે જુના, અદેખી શું તમે લાવે
નશીબ અમ મેળવી જોતાં, અમારી સાથ નહિ આવે
દેશાવર આપ જતા જ્યારે, ખાંધે બીસ્તરો ભરાતાને
અમારે રેલવે ગાડી, અદેખી શું તમો લાવો
તમારે ગાડાનાં વાહન, ટીચાઇ હાડકાં દુખે
અમારે મેનાને મોટર, ગાદી તકીઆ સુવા સુખે
સાયકલે બેશીને શોખે, બજાવી ઘંટડી ફરીએ
જમીનપર પગ નવ ધરીએ, અમારો રોફ છે આવો
ધીક છે જીવવું તેનું, નથી શોખ ભોગવ્યા આવા
ખચ્ચર સમ તેહને જાણો, વૃથા ખોઇ તેણે જીંદગાની
પશુ સમ તેહને જાણો પૈસો નવ વાપરે પોતે
બીજાનું સુખ દેખીને, અદેખા શું અરે લાવો
જોઇએ હોલ બુટ અને ચસ્મા, અમારાં ખરચ છે વંશમાં
પડયા પ્યારીના પ્રેમ રસમાં, હિવશ નહી આવશે આવો

મનુષ્ય દેહ મોંઘો આ જાશે, રળેલું કોઈ અરે ખાશે
ધારેલું ધુળ સૌ થાશે, અરે મોજે ઉડાવોને
રહેશે ઘર બારને પુંજી, વીચારો મનમાં મુજી
અક્કલની આ અરે કુંચી, અરે દીલ શું દૂભાવોને
ટાઇમો જોવાને ઘડીયાળ, તમારે જોવાના તડકા
જમાનાના અરે જુના, તમોને ઉડશે ભડકા
ખાવાની શોખની ચીજો, તમોને કહી દેખાડુંછું
જમાનાના અરે જુના તમારી આંખ ઉઘાડુંછું
વશાણુ ચાહ અને બિસ્કુટ, ઉનાળે ખાઇશું જસ ફ્રૂટ
આઇસક્રીમ થાશે લુંટા લુંટ, અદેખી શું તમે લાવો
પીવા લેમન અને શોડા, ટોનીક તબીયતને સારી
વીસ્કીની વાત છે ન્યારી, પીને સુખથી લીયો લ્હાવો
તમારે પહેરવા ખાદી, દેડી ચાદર તણા ડગલાં
અમારી સાથમાં આવો, ભરો ફેશન તણાં પગલાં
તમારૂં બધ બૈરાં તે, ઘરો ઘર રેંટીઆ કાંતે
છતે બૈરે અગે સમજુ, રાંધી જમીએ અરે હાથે
પરણેલી પ્રેમદા મારી, રસોઇમાં કેમ તે પેશે
ધુમાડે થાય તે કાળી, ભલે ખાવાનું એ રહેશે
શિખંડ પૂરી અને ભજીયાં જઇને લોજમાં જમશું
પછી કોટ બંદરે ફરશું, અદેખી શું તમો લાવો
ધ્યારી ડહે પીવું છે પાણી, અમે દૂધ લાવીને દઇએ
કજુંસ થઇ શીદને રહીએ, લેજો છે એની સંગ લ્હાવા
રૂપાળુ પોલકુ સારૂ, વળી ફેશન બંધ સાડી

ચશ્માં આંખ ચઢાવીને ફરે શોખીનની લાડી
પગમાં બુટ રાશોભીત, હાથે રૂમાલનો કકડો
ધરે શોખીલી હા ક્ષી, જુવે ના કોઇ દીન તડકો
જમાનાના અરે જુના, સુધારામાં અરે આવો
તમો ઘરડા અરે ચશ્માં, અમોને શાને શરમાવો
ચઢાવો બુટને સ્ટાઇલ, આવું નહિ આવશે ટાણું
ધીરજ કહે ધ્યાનમાં ખર્ચીશું, નથી પાશે નગદ નાણું

## જમાનાને જુત્તાનો માર.

બળાપા ક્યાં જઇ કહીએ નફ્ટ છે જાત નારીની
ઉડે છે આગ અમ ઉરમાં નફ્ટ તે જાત નારીની
ફોગટ ફુલાશો નવ કરશો, ભરોશે રહી અરે મરશો
કાળી ધાની છે કરનારી, નફ્ટ છે જાત નારીની
દુધ પાઇ સરપને પાળો, છતાં પણ ઝેર નવ જાયે
વેલી એ વીશની જાણો, નફ્ટ છે જાત નારીની
નાથી છે નાકમાં વાળી, બુટ્ટી બેઉ કાનની સારી
છતાં થાયે ગજાસારી, નફ્ટ છે જાત નારીની
પગમાં સાંકળાં નાખ્યાં, બેડી સમ તેહને જાણો
છતાં આંખ ફેરવે કાળી. નફ્ટ૦
અંગુઠા જોરથી પટકે, લચકાવી કેડને ચાલે
નચાવે આંખ અણીઆરી. નફ્ટ૦
ફેશન બાઇના પડી ફંદે, થયા આધીન નારીના
મુકી મરીયાદા ગઈ મારી. નફ્ટ૦
મરીયાદા ઘુંઘટની મુકી, દુશ્મન સમ દીકરા જાણો

ડાકણ સમ તેહને જાણો. નફ્ટ૦
નારી કહે પીવું છે પાણી, મુરખ દુધ લાવીને આપે
બગાડે પોતાને હાથે. નફ્ટ૦
બિછાનું પાથરી દેશે, હાજી હા હોજડો કહેશે
પક્ષ પ્યારીની બહુ લેશે. નફ્ટ૦
વ્હાલીને તેલકા મનીયા, મુરખ લાવે અરે હીનો
એરીંગ બે કાનમાં શોભે, ગળામાં શોભે દાગીનો
મલમલની સાડી પહેરીને, જશે દેવ મંદીરે ફરવા
નગ્ન અંગ આખું નીરખી લ્યો. નફ્ટ૦
છુટા કેશ શીશ ના રાખે, પાંથી પાડે અરે વાંકી
અરધે શીર ઓઢશે સાડી. નફ્ટ૦
અજાણ્યા આદમી સંગે, હસીને વાત તે કરશે
મશ્કરી વાતમાં ધરશે. નફ્ટ૦
રંગે પગ પનીઓ રાતી, ચાલે છે કહીને જાતી
બની મસ્તાન મદ માતી. નફ્ટ૦
ધણી જાય નોકરી કરવા, ધણીયાણી જાય છે ફરવા
માશુકના દિલને હરવા. નફ્ટ૦
પહેરી બુટ ચશ્માને સાડી, સીધાવે સોખીલી લાડી
શોધે એકાન્તની વાડી. નફ્ટ૦
અરેરે વર નથી સારો, મુઓ કાજળથી છે કાળો
શોભે આ ફાંકડો સારો. નફ્ટ૦
અરધ રાત્રે જશે જારી, દિવસે હાસાથી ભડકે
સમજજો સજ્જનો શાણા. નફ્ટ૦

ડાકણ દેવી અરે ઘરમાં. નફ્ટ૦

ત્રુટે જો જગતનો કરતા, હરે પ્રાણુ દુખ નહિ પામો

જૂઠી અબળા ના જાગે. નફ્ટ૦

ઝેરી સર્પ સંગમાં માણો, જીવ્યાની આશા તેમાં છે

વંઠેલ નારીથી રહો છેટા. નફ્ટ૦

ભરોંસે ભરથરી ભૂલ્યો થઇ આધીન નારીના

વિદેશો વિરને કાઢયો. નફ્ટ૦

અયોદ્ધાના અરે રાજન, થયા આધીન નારીના

[illegible] નફ્ટ૦

સતી ચંદ્રશેના કહીએ, અહીદ ાનવની જે નારી

પતિને રણમાં રોળાવ્યો. નફ્ટ૦

કૃષ્ણ ઘેર લક્ષ્મીજી કહીએ, જાળંધર વિર પોતાનો

તેને પણ રણમાં રોળાવ્યો. નફ્ટ૦

બીલા રાણી થઇ ઉમીયા, ગયાં તે શીવને છરવા

નચાવ્યા શિવ સરખાને. નફ્ટ૦

ગયા છછેડી નારીને, કીચક કૌરવ અરે બાલીયા

ફસાયા કાળના ફંદે. નફ્ટ૦

સુપાત્ર સોમાં એક જાણો, બીજી સૌ દુખ દેનારી

જાણો એ મોતની બારી. નફ્ટ૦

ધીરજ કહે શિવ સરખાને, સપાટે લઇ અરે લીધા

કુપાત્રને અરે ત્યાગો. નફ્ટ૦

# જાહેર ખબર.

## મંગાવો મંગાવો તૈયાર છે.

### ભાગ્યશાળી ભુપત અને સૂદરશનનો શ્રાપ

### ભાગ ૧ પહેલો.

રસીક વાર્તા અને ભકતના સાત આખ્યાનો સાથે રાગ રાગણી ગીતી સાખીથી ભરપુર છે. અગાઉથી ગ્રાહક થનારને સારૂ કમીશન આપવામાં આવશે.

લખો.

## ધીરજરામ લલ્લુરામ ઉતરસંડાવાળા

ઠે. દરીયાપુર વાડીગામની પોળમાં જાભાની પોળ.

અને રીચીરોડ શ્રી માર્તંડ મુદ્રાલય પ્રીન્ટીંગ પ્રેસમાં

અમદાવાદ.

---

ખાસ નાટક કંપનીનો નવો ખેલ સીનસાનેરી ગાયન ભાષણ સાથે તૈયાર છે.

લખો ઉપરના સરનામે.